શ્રી

# પવિત્ર લીલાવતી

## નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ

રચનાર
અધ્યાપક કેશવલાલ શીવરામ

છપાવી પ્રસીદ્ધકરનાર
અધ્યાપક મોહનલાલ કેશવલાલ
તથા
અધ્યાપક જયંતીલાલ કેશવલાલ.
અમદાવાદ

આવૃત્તિ ૧૭ મી    પ્રત ૫૦૦૦

અમદાવાદ--પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રન્ટીંગ પ્રેસમાં
શા. ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપી.

સંવત ૧૯૭૪ના માહા    સને ૧૯૧૮ ના ફેબરવારી

કીંમત ૦-૨-૦    ( બે આના )

શ્રી

# પવિત્ર લીલાવતી.

# નાટકનાં ગાયનો

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

---

રચનાર

અધ્યાપક કેશવલાલ શીવરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

અધ્યાપક મોહનલાલ કેશવલાલ
તથા
અધ્યાપક જયંતીલાલ કેશવલાલ

અમદાવાદ

આવૃતી ૧૭ મી          પ્રત ૫૦૦૦

અમદાવાદ—પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. ડાહ્યાભાઈ ભીખાભાઈએ છાપી.

સંવત ૧૯૭૪ ના માહા          સને ૧૯૧૮ ફેબરવારી

---

કિંમત ૦-૨-૦ (બે આના)

આ નાટક સને ૧૮૬૭ ના ૨૫ મા એક્ટ તથા ઇંગ્લીસ કોપીરાઇટ એક્ટ સને ૧૯૧૧ મુજબ પ્રસિદ્ધ કર્તાઓએ રજીસ્ટર કરાવ્યું છે માટે તેમની લેખીત પરવાનગી વગર કોઇએ છાપવું છપાવવું વેચવું વેચાવવું તથા ભજવવું, ભજવાવવું નહીં.

श्री शंखेश्वर पार्श्वनाथाय नम:

# શ્રી પવિત્ર લીલાવતી નાટકના ગાયનો.

## મંગળાચરણ.

નટી— ૧

ૐ હ્રીં શ્રી શંખેશ્વર સ્વામી, છો અજરઅમરઅંતરયામી ઑ;
પાવન થઉં પદ પંકજ પામી, નિત નમન કરૂં નિર્મળ નામી
અમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
અરચ સરત, તરત વરત જય જય જય, ઑ—
શિવસુત કેશવ કૃત ગુણગ્રામી, જે પવિત્ર લીલાવતી જગ જામી
વેશ્યાનું વ્યશન, તજવું તહન, પંડિત પસન શિયળ વસન;
સજન સજવું નાટક ભજવું જય જય જય—ઑ.

આનન્દી— ૨

લીલાવતી સમ પ્રિય પતિને તું, રતીમતિથી વશ કર્યં ને;
નાટકની તું નિપુણ નાયકા, કર્ય નાયક નટવરને;
રખ્ય જસજરને વિજય ધ્વજા કર ધરને.

( નેપથ્થમાં )— ૩

આમ કામ સેના તું, વિરહાનળથી વ્યાકુળ થઇ વાર;
નટી—આ વાણી વેશ્યાની, જાણી અહીંથી શિઘ્ર જવું સાર

# અંક પહેલો.

કપટકળા— ૪

અનંગ રંગને પુચ્છે.

વિરહાનળથી વ્યાકુળ થઇ વહતી અંગ રંગને પુચ્છે—
ખાનપાન ગુણગાન સ્નાનનું ભાન નહીં મન ભંગ;
કીઆ કાળ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને
કામસેના—જાણી તને અજાણી સ્યાણી પુછે પ્રેમ પ્રસંગ;
અતિ કેવળ મેળાવ મન મોહન......................
કપટકળા—......................આ તન તણુ તંગ—રંગને.

કપટકળા— ૫

અરરર આવ્યો જબરે જવર આજ.

કામસેના—શું બોલાવી લાવી ? વાલમ વૈદરાજ—અરરર—
કપ—પટ તપાસી નાડી, પ્રેમ પેટી ઉઘાડી જડી સુંધાડી ઉખાડે જસકાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી, ઠંડક પમાડી રમાડે રસરાજ. અરરર

કામસેના— ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન૦—
મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ ક્યાંહરે—મદન—
કોક વિથીક્ષણ વિણ વિહ્વળ હું, વ્રજ મન ગાંડી ગણાઇરે—મદન—
જો સ્વપ્ને સંજોગ બને તો, પોઢુ પલંગ ફુલ છાઇરે—મદન—
નિંદ્રાપણ પ્રિયવીણ નવઆવે, કાળજડામાં થાય કાંઇ કાંઇરે—મદન—
કપટકળા—બળાપો ન કર બાળારે (૨) વિચારી કાંઇરે—બળાપો—
અપરીત અણિકાને આ કરવું, એમાં છે આપણી કમાઇરે—બળાપો—
કામ—મોહનપુર તણાઇ જવાની, સ્વારથ સજજ સગાઇરે—મદન—

સુમતિ— ૭

સુણ સજજન સંધ્યા સમય સેલને સાર,

ફરવા આવ્યા શંકરાં જવું ક્યાં ધાર્યું;
સ્વાર્થદત્ત—અવલોકો હું શું આમ અપ્સરા આ છે,
ચિત લોહાકરષણ કરે ચમક ચતુરા છે,
સુમતિ—આ ચમક પુતળી લોહ પુરૂષને ખીંચે;
સ્વાર્થદત્ત—દષ્ટિ અમૃતથી સ્નેહ બીજને સીંચે.
સુમતિ—એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં.
ફળ ગૃહણ કરવું ઉત્સુક થયો આ કરમાં;

૮

કામસેના—
ઓ સાહેલી, ચાલ્યા પેલા અલબેલા તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા
સુખને મટકે લોચન લટકે, ચતુર વિચીક્ષણ ચાલે ચટકે
શું એ મટકે કેમ ન અટકે, રમક ઝમક ઠમક. ઓ૦
કપટકળા—ગણિકા થયને થા નહિ ઘેલી, મન મોહનની વાતો મેલી
પૈસાને સંઘર તું પહેલી, ચડપ, ઝડપ, સડપ તું.

૯

કપટકળા—
આશું આનું કે ચોમાસું આવ્યું આંખમાં,
ખાલી આ ચાલી ખાલી નીશાસા નાંખમાં:
પર નર ખરનું જર જીવન હું હરણ કરણ હુંશિયાર,
વાનર સમ મેં કંઇક નચાવ્યા, નરવરને નિરધાર, આશું૦
મમ ચમક આગળ પાગલ એ, આમ કરૂં આધિન,
ખાઇ ખાસડાં કુકમ ઉડાવે ફાસ થઇ નિર્લીન; આશું૦
કામ—ખર કે વાનર સમ નહિ, એ નર કામ કુંવર અવતાર;
તું પાગલ નહીં નહીં પાગલ એ અહીં નહીં પગ ધરનાર;
આવું અણઘટતું મુજ આગળ ભુંડી બાખમાં
કપટ—વિષય વિષ મય મધુર વચનથી, લલચાવું એ લાલ;
પોપટ સમ પટ પકડી પુરૂં, કપટ પાંજરે કાલ. આશું૦

કપટકળા— ૧૦

ઓ અલબેલા આવો, આવો, આવોને પ્યારા લાલ;
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે તલસેછે તમને એ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આલી
પ્રાણની હાણ સુજાણ થશે, ગ્રહી પાણી જીવાડીએ ચાતુર ચાલી.
કામ છે કામ ભરો ડગ આમ, સુકામની વાડી આ ફક્કડ ફાલી.
અમૃત ક્યારી નાજુક નારી, નીરખી હરખો નાથ;
શેઠ સ્વિકારી કરો તમારી, સુખી થશો તે સાથ.
અવધારીને અરજ અમારી. ઓ અલબેલા—

સુમતિ— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે
તીરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિતવૃત્તિ કેદ પડીરે. પ્રેમ.
આ ગણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહિ ગોખ ખડીરે પ્રેમ.
સત્ય શિયળ નિતિ સંહારણ, મદન ફોજ ચોતરફ ચડીરે; પ્રેમ.

કપટકળા— ૧૨

મુકી રકઝક રમણ રસીલા, છાના માના છેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી.
આપ કરો ઉપગાર ઉગારી, અમૃત છાંટો અંગમાં,

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહી આ પાઘડી;
મદન રીપુ મરદી મન મોહન, સુંદર તન આપો આલીંગન
ચતુર પરસ્પર લઇએ ચુંબન— આવો.
વિરહ પીડા હવે નાથ નિવારો.
કપટ—સફળ કરો સંસાર તમારો.

કામ—મુકીને ખટપટ આપ પધારો. આવેલ
કપટ—હાલીમાલી આ ચાલી તને હું શું નડી,
કામસેના— ૧૪
મારો પાવન કરીયો પલંગ પ્યારા પ્રાણનાથ પધારી;
રમ્યા રસિક રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી.
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામી નાથ સ્વીકારી;
શરદઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લેહેરમાં, વ્હાલા વિલસોજો વિવિધ વિલાસ. પ્યા.
અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;
કપટ—આ રતીને રતીપતી તમે, રમી રસિક કરો રંગરેલ;
કામ—તન મન ધન અર્પણ કરી, રંજન થઇ દિન રાત;
હાજર રહીસ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત. પ્યા.
સુમતિવિલાસ— ૧૫
પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીંદુ બીરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા,
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી; પ્રિયા,
નિરૂપમ નારી તને નીરમાવી, ઉર્વશી ગર્વ ઉતારી. પ્રિયા,
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સંબંધ વિસારી, પ્રિયા
સુમતિવિલાસ— ૧૬
બેલી કેમ કરે છે બેલાઇ, મુકી મુકી તારી ચતુરાઇ, શું મુંઝાઇ મેલી.
કામ—સ્નેહ શસ્ત્રે વિંધાઇ ચિત ચોરથી ચુંથાઇ;
લાઇ લ્હુંઇને લુટાઇ, મુઓ મદન કરે કહાઇ;
સુમ—રસીલી રસીલી ત્યાં શું રગાઇ જાનીરે જાનીરે વારથી [illegible]
કામ—સેહ સમજી રિસાઇ હજુ
[illegible]

સુમ–મુકીદેમુકીદે આવી મુરખાઇ, આવુંછું આવુંછું લડીશમાંલડાઇ બેસી

જોઈ— ૧૭

બાઇ પટારો કેમ ઉઘાડયો; જોઉં કુંચી બેસારી કેઈ;
સાહેબ બાપા બહાર ગયા છે, શુ ગુંજામાં ઘાલ્યુ લેઈ;
બધું ઘરેણું કયાં લઇ ચાલ્યા, આમ કરી તરકરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

સુ—ચબાવલા તું ચડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસબસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત.
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ્યા રાંડના હવે અડવા, બંધાતો ચાલ્યા આ બહાર.

કામસેના— ૧૮

વાલમ આવેરે, (૨) આલી જોને આ આનંદ કંદ નંદ નંદ આ
મંદ મંદ હસી હસાવેરે—વાલમ.
ચંદ્રવદન મદન મોહન નયન નિજ નચાવે;
ચતુર ચીત ચળાવે, ઇશ્ક ઔષધી લગાવે;
તાપ સૌ સમાવે, બેહું ભાવેરે—વાલમ૦

કામ— ૧૯

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી.

સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ન થા સત્ય બોલુ સહી
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત બેપારમાં ચોટતુ

કામ—મતે પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોઇએ શું બગાડી મતી

સુમતિ—અરે વહાલી તું આમ આ શું વદી ..................

કામ—..............................પધારો પણ એ જવાશે કદી.

સહાકૂળ— ૨૦

ધર્મ નીતી તજી પણુ કદી, નહિ સમઝાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં મઠું આમ; સું
સુંદરી કાંઇ નથી સુઝતું, એ ટેક.
સંસારમાં સુત સુંદરી, છુટા મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિવેક. સુ૦

સોજ—નિંદાય છે નાત જાતમાં, ભુચ્ચો કહે એને લોક;
ફલકો પડયો સમા વ્હાલામાં, વિવાહ કરશે શું ફોક—
સ્વામી હવે હું તે શું કરૂં,
ભણવું ને ગણવું ભુલી ગયો, અળગો મુકયો આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજ્યો વહેવાર—સ્વામી૦

બાળબા— ૨૧

આમ વાંક વગર વીશ મારે છે શું,

સોજ—કાંઇ તારે વચ પડી નથી ધારે છે શું,

સહા—દ્દ માત પિતાને તું ઠારે છે શું;

બાલ—ભણી વિધા વગોવી વિચારે છે શું,

સુમ—કેમ લાવડી પડી પછાડી..............................

બા—............જોને માડી ડોળા કાઢી બીક બતાવે અને રડાવે;

સુ—લાતો પડશે ત્યારે રડશે.

બા—ઓ બારે ઓ બાપાજીરે, હાય હાય મને મારીરે—આમ૦

સોજલદે— ૨૨

અરે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આખરૂ બાળી બાળનારો હાંહાંરે, બાળી૦
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ નચનારો હાંહાંરે બુડી૦
બળી નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો, હાંહાંરે મા૦

વારાંગનાઓ— ૨૩

જય જય જય કૌશામ્બી નૃપતિ વ્યાપ્યો જશ દેશ વિદેશ,
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ.
મહારાજ–શિરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ:
નિતિની રીતિના ઉપર પ્રીતી, સાહેબીમાં સુરેશ,
કંગાલને ધન માલ આપીને, કૃપાળુ કાપ્યા કલેશ.
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય૦

રાજા— ૨૪

ધીક વ્યભિચારી દુનીઆદારી સર્વ વિસારી,
હાહા ! ! ! નગરશેઠ સુણી હું દિલગીર છું ભારી, ધિક૦
રાજ કાજના જુઓ કાયદા શી એમાં સત્તા મારી;
લંપટના આગળ લાચારી—ધિક૦
પરના ખેતરનું વાવેતર, કદી આપણા ઢોર ચરે,
પરને સજા શાકાપ ન મારી—ધિક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે;
કેનો દંડ કરે દરબારી—ધિક૦
કુળાચાર ગણિકાનો એ છે, એ નથી હરતી અપરાધી:
વૃદ્ધ તમે છો જુઓ વિચારી—ધિ૦

પ્રધાન— ૨૫

કરો છો શું વિચાર, કર્યા વગર ઉચ્ચાર;
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર,
નગર શેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પટાવી કોઇ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર,
કરે શેઠજી કરાર, નહી જુઠો થનાર,

જાણ્યો જાણ્યો પાકો તમારો પ્યાર.

ગાનારીઓ— ૨૬

લીલાવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રીતમ પાસ;
ચતુર આતુર ચીત થયુંરે, વરવા સદ્‌ગુણી સુમતિવિલાસ;
વ્હાલા વેલા આવજો—
શરદ પુનમની પદમનારે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ-વ્હાલા૦
પરણીને સરવ પ્રકારનારે, પુરણ કરશું કોડ.
સમ સીતા સરખી થશેરે, જાણે રતી રતીપતિ સમજોડ-વ્હાલા૦

ગાનારીઓ— ૨૭

સગાં સ્નેહી સજ્જન પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી.
મનડુ પ્રેમે પરસ્પર મેળવી, જાણી દુધમાં સાકર ભેળવી;
અન્યોઅન્ય ગ્રહણ કરી, હાથનું શુભ ચીંતવી નીજ સ્વામીનાથનું;
સ્હાયભુત થઇ સહુ કાજમાં, પામી મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્યે એવો કરાર કરી વરી, અગ્નિ ચંદ્ર સુરજને સાક્ષી કરી;
પતિ આ ભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કબીરે.
મારા વૈભવમાં તારો ભાગરે, બાજીનો બુજ બેડે ન લાગરે;
કદી નહી અપમાન કરીશરે, તેના જામીન શ્રી જગદીશરે;
હરખે વરત્યાં છે મંગળાચારરે, કહે કેશવ આનંદ અપારરે.

ગાનારીઓ— ૨૮

ચાલો ગોત્રજને પગે લાગોરે, વરના વાંસામાં પાપડ ભાગો—
આવે મોસીનો મોરચો ચાલીરે, જમણે હાથે સમણદીવા ઝાલી;
માતી માતી સૈયર સાગે ચાલીરે, મોટી હોંશે વીવાહ વેવાણ મ્હાલી,

કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું જે મ્હોં મચકોડી,
ધ્રૂના તારાના દરશન થાયરે, જેડુ અવિચળ રહેજો સદાય.

સુગુણમંજરી— ૨૯

વિસરી જખ્ખ સખીને, પતિ પ્રેમમાં પડી પુન્યશાળી,
ધર્મ ધર્મપતિનો, કદી વીસરવો નહીં વિનયવાળી.

સાહેલીઓ— ૩૦

શોભાકર સુખકર સંસાર, શિયળ ભૂષણ સજીએ,
એ વિણ નીગુણા નરનાર તનમનથી તજીએ;
પર નર નારી પ્રેમ પ્રદીપમાં પડી પતંગ સમાનરે,
સુજસ શરીર સળગાવી મુકે, કંઇક નાદાન નાદાન— શિ.
અવર અખંડીત અંગ અનોપમ, નહી મળે એક નાકરે;
શિયળ વિના એવા સદગુણ, સહુ જેમ સોમલ સંપાક,
વ્યભિચારીને સૌ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતાં, પડીયા મ્હોટા જનને માર— શિ.
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે,
અકલમાં અગારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ— શિ.
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ.

સુમતી— ૩૧

ચમકી, ચમકી ચતુરા કયાં ચાલી બાદીથી ઉઠીને હાલી,
બેસો, બેસો બેસો શું મ્હીવું પ્રેમદા આપસાખત પીવું.

લીલા—ઉંઉંહું ઉંઉંહું ઉંહું ઉંહું

સુર્જત—.........................તજ આજ પરિ હજ હું. ક

લીલા—અધરીત અહીં, અપટીવ અહીં નહીં આવશું,

સુમતી—......................અહીંયાં અંતઃપુર કરવું;
લીલા—આ સખીઓ, આ સખીઓ મારી આવી,
સુમતી—....................શું સટકી જવું સમજાવી,
લીલા—અળગા રહો અળગા રહોને વળગોમાં.
સુમતી—....................બાળા અમથા બોલોમાં,
લીલા—એ આવી, એ આ આવી હું બાઇ,
સુમતી—......................આવી કર નહી આડાઇ,
લીલા—માજી માજી બોલાવે મ્હારાં,
સુમતી—......................નહી ચાલે નખરાં ત્હારાં;
લીલા—માં રગડો માં રગડો મારગ મેલો,
સુમતી—...............છુટીનો શું ઉખડેલો,
લીલા—દમ રાખો, દમ રાખો દ્વાર ઉઘાડાં,
સુમતી—................બે આ કરી આવું આડાં,
લીલા—સલુણા, સલુણા મુજને સપડાવી, પણ નાસુ નજર ચુકાવી,
સુમતિ—ઠગણી ઠગણી ઠગીને શું નાસે,
લીલા—......................મુકો મશ્કરીઓ પાસે,
સુમતી— ૩૨

આ મુગ્ધાની ઇચ્છા, માત પીતાએ મુજને વળગાડી:
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, વ્હાલી વેશ્યાના સોગન ખાધાઃ—
મ્હોટી ભુલ કરી ન્હેં, હવે ફરી બોલાવાની બાધા—

બાનારીઓ— ૩૩
પરણી નવલા કોશ-બીએ પધારીયા, વાજાં વાગે જોતાંને રદ લાગે;
સાહેલડી લાડી લાખેણી લાવ્યો લાડણો.

ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાખ્યાં છે નાણાં તોડી. સા.
રથમાં વરવહુને ખબર વિંઝાય છે, દીસે ડાહ્યા સેં જણઠના જાયા.સા.
જગલાડી વરવહુનું જોડું જોઇને, બેઠી આંખે ઉંડા નિસાસા નાંખે.સા.
આ—લાલ સાહેબને સમજાવે સાનમાં, લગ્નઆવે ને મોતીડે વધાવે:
 સાહેલડી શેઠની ફજેતીના ફાળકા,
ગા—સોદું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી રૂપ પ્રેરી.સા.

# અંક ૨ જો.

**સુમતીવિલાસ—** ૩૪

 હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંગ આ ખરેખરૂં;
 મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉં છું બળી, ઉંઘમાં ભળી,
 હશે શીંગમાંથી સળી, અહીં હવે નહીં ઠરૂ:
 નજી ખાનપાન વાટ જોતી, હશે જીવ જાન;
 જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયા છે જાન:
 નડલી પડતી રડતી છોડું છું હવે છળી.—તરછોડી.

**લીલાવતી—** ૩૫

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતિરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે;
અરે અહીં એટલી મુકીને મને આમ, અચાનક ઉઠી કંય કયાં ગયા હમે.
સ્વામી પેલા સમાગમે આતે શું કર્યું,સાંભળેલું મેં જે હતું તે સાચું ઠરયું;
ખચિત પિયુજી ઉઠતી જાણી ખસ્યા,આશરે જાણું છું વેશ્યા આવાશે વસ્યા;

**લીલાવતી—** ૩૬

 પ્રિય પતિ તમે ઝટ આવો. આ સમે;
 આપ વિના વિરહ વન્હિ થી શી તેતે સમે.

બેસમાં વ્હાલી હતી પતિ તો નહીં પરણી નાર,
નિંદા મુજને નામે ન આવે આપ વગર આ ઠાર—
આભુષણુ અંબર ભીંજાયાં કરતાં અશ્રુપાત,—
રોતાં રોતાં નથી ખુટતી અરે રાક્ષસી રાત.
મને ભાસકી સરખું ભાસે શયન ભવન ભરથાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વારે—
કનક વલય કરકડી બરાબર, વર વીણ કેદી વેશ,
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેશ—
નંગ જડેલી નવિન કંચુકી, બંધન સરખી બાંધ,
બહુ દુઃખ દે છે કામ દરોગો, હવે કરૂં શું હાય—
અલંકાર ધખતા અંગારા મણીધર પુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જવાળ—
કસ્તુરી કંકુને કેસર, રસિયા તુજવિણ રાખ,
પતિ વિણ કોણ કરે, પરિપુરણ, અંતરના અભિલાખ—પ્રિયા.

કપટકળા— ૩૭

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધર,
ધર ધર ધર ધીવર કર નજરે નિરખ વર હરખ ભરઃ
ભીલાવ કર કર— આમ શું!
સ્મર જવર હર સુખ કર ધનવંતર, ભરજે મન બેઠી સુંદરવર,
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સખી કર કર—આ.

સુભક્તિ— ૩૮

મોટી રણોછું મંદ હાસ્યમાં રસિલી તારાં—મોહી.
એકરાણી રહી નહીં પરણી ગુહિણી પાસે, એકલી મુકી આવ્યો આવાસમાં
આપણે બે ભોગભોગવીએ ભોગ એના, મૈથર જવાની એક માસમાં રસી.

કામની તમે કર્યું હોઠ મને હાથણ,પકડી જકડી પાડ્યો પ્રેમ પાશમાં. રસી. ૧
પુજવતો અધીક કોઇ વિષ નથી વ્હાલા, પ્રતિજ્ઞા કરું છું પ્રકાશમાં. રસી.
વણજનેવ્યાપાર વ્હાલી ધર્મકર્મ શર્મ તજી,માણશીએ હમ બધી વિલાસમાં ૨.

લીલાવતી— ૩૯

નાથથી નિરાશ થઇ, મુંઝાઇ હું મરૂં—
આશથી નથી હું ખડી, પ્રાણ વિના આશ પડી,
મદન મીંધ આંખ ચડી, હાય શું કરૂં—
વ્હાલા વ્યભિચારી થયા, ઉંધતી મુકીને ગયા,
એક રાંડ રાખી રહ્યા, કામ ક્યાં ધરૂં—

સુગુણ— ૪૦

અરે આવડી શું અકળાયરે બેની સહુ સારૂં થશે,
આસ રાખ જો મન મુઝાયરે— બેની૰
રડી રડી થઇ આંખડી રાતી કાયા ગઇ કરમાઇ,
મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાએ કાંઇ કાંઇ.
લીલા—કરી નાવલે નાદાની, જશે કેમ જીન્દગાની— અરે૰
સાસન દેવતા સ્હાયથી, તારો સુધરશે સંસાર;
સાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરથાર.
લીલા—મારી છેડાછેડી બાંધી, કરી પુરી આ ઉપાધી—અરે૰

લીલાવતી— ૪૧

સખી પરભવ પાપ અમાપ કરી હું તો અવતરી,
અને વિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી;
હશે બરડમાં સજીવન ધાન અણગળ પાણી વાપર્યાં,
કરયું મુનિવરનું અપમાન ધરમાદાના ધન હર્યાં;
દીધી વિદ્યા ગુરૂજીને આળ લેઇ વ્રત ભાંગીયાં,

તોડી નાંખી તળાવની પાળ, તેનાં પાપ લાગીયાં;
કાંતો પુન્યની ફોડેલ પર્બ, કે જીવન છુટી ઉરી.
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે;
ઘઇ પાણી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીયાં.
મુકી અળગો શ્રાવકનો આચાર, મિથ્યાત્વીને માનીયાં;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી;
ફોરી દીનજનને દરબાર, દેશે કરીઆ દુખી;
આવાં પાતિક મ્હેંતો અપાર, કરયાં ઉરી પુરવે;
વેસ્યા સંગી મળ્યો ભરથાર, ત્યારે મને આ ભવે.—

સુગુણ— ૪૨

શ્રી જીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઇ;
લીલા—ઉઠોને આદિશ્વર મંદિર, આંગી છે સુખદાઇ;
જીન ગુણ ગાઇ કરીએ, પુન્ય કમાઇ.— શ્રી.

લીલાવતી— ૪૩

સુણ સાહેલી કરવું શું હવે, સાથી જન્મારો જશે.

સુગુણ—તારા શિયળ પ્રભાવથી. એની સ્વામી તુજ સાસ થશે;
જ્યારે વાંક વિના વિસારી, નળની જે દવદંતી નારી;
પાળી તે પતિએ સ્વકારી, તેમ એ તારો થશે.

માહાકુળ— ૪૪

ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકયોરે, હું તો એનાથી થાકયોરે;
મોટું છે ઘર મારૂં, સાસરીયું એવું સારૂં;
ઘણી સમજાણી વહુ છે, તનય તણીરે; ગભ॰
ભલો બોધ લાગેરે, આળું કરવા ટાળેરે;

મુજને બહું બનાવી, વહુને નહી વખોડી;
શરમાશે વહુની સખીનાં વચન સુણીરે— ગભરા૦
વરસનિ મહીનારે વીતી ગયા કહીનારે,
હવે ફરી હું જઈને, કાંઈક દિલાસો દઈને;
લીલાવતીને લઈને આવું ઘર બંણીરે.— ગભ૦

સુભગા— ૪૫

દુઃખી તું દીકરી મારી, સુખી સમ સાસરી તારી;
પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઈ;
લીલા—સુખી સાસરીયા તણી, સહન કરી સુખદાઈ;
સુભ—ગુરૂ શીક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી;
લીલા—આજનાં આવે આળ અહી, કરો ૨૬ વિચાર;
સસરા પુજ્ય પિતા સમ, આવ્યા બીજીવાર;
સોમદત—અરે વર છે વ્યભીચારી, એથી દુઃખ ઉપજે ભારી,

સદા— ૪૬

સુકુળ વધુ તમે સાંભળો, દુઃખીયાં સસરાની વાતજી;
જો મન ચાય તો માનજો, ભાખુખું ભલી ભાતજી;
હંડુરે હૃદયમાં આલોચજો. ( એ ટેક )
ભણતાં ભણતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. હંડુ—
ડગલે ડગલે ડુંગરો, ચહતાં ચહતાં ચહાયજી;
સાગરસમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. હંડુ—
ઉધમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સર્વ કાર્ય સંધાયજી. હંડુ—
એથી આવી ઘેર આપણે, કરશો કાંઈ ઉપાયજી,
ધરમ પસાય થકી થશે, ચાંચન દેવતા સહાયજી: હંડુ—

સખીઓ— ૪૭

મ્હારી લાયક લીલાવતી બ્હેન ભલે સાસરે સીધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પવિત્ર પ્રભાવ સ્વામીને સુધારોરે:
બ્રાહ્મી ચંદનબાળાને શીવા સુલસા સુભદ્રા શાણીરે,
પ્રભાવતી પદ્માવતી શીળવતી સીતા કૌશલ્યા વખાણુંરે;
પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપતી સજીસ દવદંતીરે,
સતીના ચરિત્ર સુણી સુપવિત્ર ગુણ ગ્રહી ગુણવંતીરે;
નિત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી,
વળી સારીયે સાસરીયાની સેવરે, વિનય ધર્મ ધારીરે;
સખી પુરેપુરો પ્રથમથી વીચાર કરી, કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસામાં વીરા, કેશવની લેઇને વિચરીએરે.

લીલાવતી—(સ્વગત) ૪૮

રે કર્યો વેશ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા માને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
આ જોબન રસ ઝલમલ, વનુ વનમાંય,લાલવિણ લાય ઉઠેછે અંગે,
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે.
શું કરૂં સુઝે નહી કાંઇ ઘણી ગભરાઇ, મરૂ વિષ ખાઇ, પિયુ જીપાએ
નિધણીયાતીના ઉપર નજર નહી નાખે.
મંગાવુ મહીષી ચાર, જોઇ ઓકાર, અરે આચાર, કહી સમરાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

ભાઇબા— ૪૯

કરી વેશ્યાની યારી બેઠા અટારી પેખ તમાસ પ્રાણ,
જાગ્યો યાગ્યો મંઇયારી, બાળી અમારી, બેઠા અટારી—પેખ૦
વીંછીનો આંકડો વેશ્યા છે વસમી, જેને ન યાએ જાણ,

જાણુશે જો ઝેર આણુશે ઝાઝું, કરશે સંહ રાંકુ;
જુઓ જનની ઝારી, હાથમાં ધારી— ભેઠા૦

કોકુવતી— ૫૦

આવર મદન અલબેલો, આતો દીસે અવર મદન અલબેલો—આ.
શરદપુનમના સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જેહ ઝરખે ઝુકેલો—આ૦
હું નિરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ૦
ધન ગણિકા ધરણીતલ ઘુજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્ર ચકોરને મધુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૦
અધ્યારી વેરી નહીં જાણે, મમ છળ છેલ છબીલો— આ૦

સાહેલીઓ— ૫૧

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પવિત્ર પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાધવોરે,
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણુથી ઉભય સુકુળ અજવાળીએરે. (ટેક)
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુ રે,
પતિવિણુ પતિના પણ સહમિત્રોની સંગાથ—એવા૦
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે ભ્રાત કે તાત;
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સદ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત—એવા૦

ચટપટ ઘુંઘટ પટ ખોલોરે, મ્હારે મહી મુલડાં જશાબર બોલો—મ્હારે
મેંથારી— ૫૫

મેતાજીરે શું મહી મુલ બનાવું, ચાખો પછી ભાવ જણાવું,
મગાશે નહીરે હવાં દુનિઆમાં આવું, સમજુને શું સમજાવું;
જુગતીથી રોજ જમાવું, સ્યો લાલન શું લલચાવું,
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું. સ.
સુ—મહી મીઠુંરે મ્હેં ચાખ્યું મહિયારી, તું ગામ કયે વસનારી;
ભ્રમુટીમાંરે ભુરકી ભાસે ભારી, કહો નામ તમારૂં નારી.
વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી;
કે' તુજ કુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી.
લી—રંગીલારે મારી જાત રબારી, છું રાજપુરે રહેનારી;
હનુરોહોરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી.
તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી;
શું વાન વીવાની વીચારી, મનમોહનરે હું નવ પરણીત નારી.
સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા.
લી—નવ સમજુરે હું ભોળી નવતેર, મહીવી દુઝે મમ ઘેર.
મોંઘુ છે ગોરસ મારૂં, વડી વાત બને નહી વારૂ;
નથા લીધું હાથ તમારૂં, હું જઉં છુંરે અતિ રતીપતિથી રૂપાળી.
સુ—શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે.
લી—અણઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આઘા રહોને અડશોમાં.
સુ—હું આધીણું અલબેલીરે, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહો મન મેલી, હોય હરણીરે શું હવે ડાંપણ ડહોળે. મ.
લી—રંગરસિયારે દુરીજનથી મન ડરીએ, કહો ભાવ ખરો શું કરીએ.
સુ—(સ્વગત) ગજગમનીરે મુજથી નજર મીલાવે,નખરેથી નયન નચાવે.

કુમ કુમનો ચંદ્ર કપાળે, તબ ગૌર ગુલાબી ગાલે.
ચમકાવે ચીતડું ચાળે, વાર કરવારે તસ વચને અનુસરીએ;
દીલમાં દુરીજનથી ન ડરીએ.
લી-ગુણાગરે શી મન વાત વિચારો, મુજને વહશે ઘણી મારો;
મારગમાં મુકોને મન મમતા, સુંદર રાખુંછું સમતા;
ઠીક છો અબળા ઠગનારા, કરો આંખ તણા અણુસાર;
મેં જાણ્યા વિચાર તમારા, ધારો છો તે સ્વાર્થ નથી સરનારા.

સુમતિ— પદ

કામણગારી નારી કે'ને મને વાત તારીરે;
છેલ છબીલી છબી વાંકડી, આ દીસે અદ્દભૂત.
ગુણહીણા ગામડીઓ મુહો, એતો ભમતો ભુત;—કા૦
ચતુર વિચક્ષણ તું ચતુરાને, ઘણી મુરખ સરદાર;
ચંપકવરણી કેમ ચાલે છે, અમારેથી ઘરબાર.

લી—ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે?
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ.
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—દા૦
નીરલજ નીચ જાતની નારી, આ ગણિકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીઆ, પુરણ થઇ પ્રવીણ.—ડા૦

સુમતિ—મધુર વચનથી કરે હરણ, મન સુંદર રસિક શરીર;
કોક કળામાં પુર્ણ કુશળતા,........................

લી—...............................................હરે પુરૂષનું હીર;
ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખોરે;
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યો, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, વદો બરાબર વાત;

સુમતી— ૫૭

તાબે થયોછું સહુણી તમારા...............................................

મૈ—...................................મ્હોર આપો મનમોહન મારા.

સુ—નાહક શાહક નવ બહકાવો, સત્ય વિચાર સહુણી જણાવો;

મૈ—કૃપણતા શેઠ તમારે તો કરવી, ત્યાંથી વેશ્યા તણી હોજરી ભરવી;

કામ વાના ધ્હાડો કયાં થકી વળશે, માલ વેશ્યા મુખડી સમ મળશે.

સેવક વચન વદો શું વિચારી.............................................

સુમતિ—.................................શી મરજી છે સહુણી તમારી;

મૈથારી—આળ કરો નહીં વેશ્યા વેમાશે, મુકીને હાથ મારો મરડાશે.

હું તો અહીં નહીં આવું હવેથી, ફાંકડે રાવ શી ફોક રજોતી;

સુ—મ્હોર આપી લેઉ માલ તમારો, નીત્ય બે વખતનો બાંધીએ વારો;

મૈથારી— ૫૮

રસિકણા રીસકણા રીસકણા રીસકણા;

પ્રેમ જાળ પકડી લાલ, અવળી ચાલ, ભલાવો હાલ;

આ મડહાલ વચમાં સાલ, બગડે તાલ કરીએ ખ્યાલ;

મુકીને ખલક બાળ માનસર આ મરાળ રચે રમોને રસાળ;

સુમતી—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે કરસાવે બહાલ.

મૈથારી— ૫૯

પ્રીતમ આ પ્રણામ છે!

સુમતી—હા હા હા હા.

મૈથારી—ડાકણનું ઠ્યાણુ છે!

સુમતી—ના ના ના ના ના

મૈથારી ઢોળી પાડી લોળા પ્રેમપયોધરથી જાઓ મારો આ વેચાણ છે.

સુમતી—હા હા હા હા.

નરક કુંડથી નીકળ્યા, મહું [illegible]

મૈયારી—જીવ જીવન સજીવન મનું, બેઠે પદમણી બાણુ.
સુમતિ—કરવું સમરપણ સર્વ પરસ્પર.
મઈયારી—પ્રિય શું ? પ્રથમની પીછાણુ છે.
સુમતી—હા હા હા હા.
મૈયારી— ૬૦

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ,
મીઠું તું મનાવી ફંદામાં ફસાવી, પ્રપંચે પઢાવી ભેલાવીને ભેલ.
ભડાવી ચોળાવી ઉડાવી, બનાવી પૈસા પડાવી છળાવી છટેલ.
હરામી સ્વામી જે હેવા ફુટેલ, બ્હાલાને મુકીને વંઠી મએલ;
તરૂણી તજાવી, તેં છેડો વળાવી, રંડા તેં રડાવી મરાવી નાંખેલ.

કામ— ૬૧

ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;
કયા ભવનું વાળે છે તું આ વેર, ધુતારી ધુતવાને આવીરે,
છેલછબીલાને છેતરી દીનાળ, ધુ૦ તારૂં કાળું કર આવ્યો તારો કાળ ધુ.
બોલી મીઠાંમીઠાં કપટ વચન, ધુ૦ કરે મલીન મહેતાજી તણું મન ધુ.
તારૂં પોગળ થયું બધું પ્રકાશ, ધુ૦ હવે આવીશ નહીં મારે આવાસ ધુ.
મૈ—રાંડ આવીશ રખિક કને રોજ, નફ્ટ ફટ ફટ તનેરે,
તારા મમત ઉપર માણુ મોજ, નફ્ટ ફટ ફટ તનેરે;
તારી ખોટીછે પીતળ જેવી પ્રીત, ન. તુંતો માટી નવાનવા કરે નીત ન.
રમે તમારાથી જે પુરૂષ જાર ન. એવો જગતનું એઠું જમનાર. ન.
તારો ખચિત ખલક ખું દેખાટ, ન. તારૂં તન તેતો કુતરાની ચાટ, ન.
તને અડતાં મનુષ્ય અભડાય, ન. તારા સંગથી નરકે નર જાય. ન.

કામ—

અંક દાળમાં કાળુ મને દેખાય, ધુ. આતો માંટી તારા ઠગણીનું થાય ધુ.

મૈ—મારૂં ફોડી નાંખનેરૂં હેયાફુટ ન. હાલમારા આમાટીછે માથુફુટ ન.
કામ—ભુંડી રાંડ નિચ જાત ભરવાડ, ધુતારી ધમકાવે મનેરે
અહીંથી તારી મહિ મટકી ઉપાડ—ધુ૦
સુમતી—બસ બસ રાંડ ઝાઝું નહીં બોલ, આપીરે તારૂં આવી બન્યુંરે
તેંતો હાથે કરી ખોયો તારો તોલ—આ૦
સુમતી— ૬૨
માહૂં લગાડોતો મારાસમછેસલુણીરે, નથી આનફટમાં બે બદામની ખુણીરે
વચમાંબોલાબ્યાવીલુબોલી બટકારીરે, નીચમાં નિચ વેશ્યા નિર્લજનઠારીરે
મૈયારી— ૬૩
મહી બહુ વેચાય, અહીં નહીં અવાય અપમાન થાય;
મ્હારો સહાય કયાંથી અપાય, નીચ આધીન નગીના.
સુમતી—આમ ચતુર નાર કરી પુર્ણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આબ્ય દ્વાર, લે મુક્તાહાર, વળી આપીશ દાગીના.
સુમતી— ૬૪
આજ રંગમાં રસિલી પ્યારીરાતરહો,વીસમહોરંકાલનેપ્રભાતે લહો. ઓ.
કટુક વચન કુલટા નહીં બોલે, આટલું સલુણી સુજાવ સહો. ઓ.
મૈયારી— ૬૫
નગીનારે નેહ નજર કરી આજ,
અહનિશ હું અધીન અલબેલા, પણ નડવાની પીડાજ.
સુ—રે મણિકાને હું નહી માંડુ, મનથી કરો એ મિજાજ;
રસિલીરે, રાત રહો અહીં આજ;
લે આ વચન તન મન ધન તારૂં. નથી મૈ કરવાનું કાજ૦
મ—હું પણ કોલ કરાર કરું પતિ,આપીશ નીત અહીં આજ—ન૦
હું રે ભરવા બહુ ચરણ, સરન છુંવ કરવાંજ—ન૦

# અંક ૩ જો

કામ— ૫૬

કરમ તણી કથનીરે કયાં જઇને કરૂં, શીતળતામાં લાગ્યો દાવાનળ દુ:ખજો,
બરબાદ્ઉ વેરણના ભંભેર્યા થકી, શેઠ જુએ નહિ સ્નેહે મમ સન્મુખજો,
મોજમઝા માણે મારાં દેખતાં, લાજ ન આવે નિર્લજને લવલેશજો,
અહનિશ એ બેજણ રહે આનંદમાં, કલેશ વિશેષ મને કંપજે હમેશજો ક.
ભોરણે મહિયારી મારો બાંધીયો, કર્યો કંથ વશ કરૂં હવે હું કેમજો;
બહુ બોલતો સાઠાબાર વરસ લગી, ત્રુટી તરત પ્રિતમથી પ્રેમજો. ક.

મેયારી— ૫૭

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી.

કા—આ કેવી સપડી આવીરે, કામણ ટુંમણ કાંઇ કરે.

બદફેલી કરતા ધારીરે કામણ૦

કપટ— ૫૮

હજુએ નવ આવતી અટકી.

કા—કેમ કરજરો કાળજું ફટકી, નથી હઠતી પાકી મટકી—હજુ.

કપ—હદય નયણ રજકણ સમ ખટકી..............................

કા—.........................................ભેલ જશે છટકી ત્રટકી.

મેયારી— ૫૯

અમૃત સરખું સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી;
બળે મનમાં વેરણ મારીરે, લ્યો૦

શુ—દુધ દહી અધિકું ગુણકારીરે, આવો મહિયારી મારી;
જયવંતુ રહેશે જયકારીરે—આવો૦

મ—મહિયારી મંત્ર જપ્યારીરે ખારં આકંપણ કરવું:
જાદુગરી આ મિયારીરે, એક દીન આદરશે મરવું;

ક—કેવી શું લખ્યા ફુટીરે, લીધી તુજ લખમી લુટી;
કા—ખાટી મમ મારી ખુટીરે, શું કરવું માથુ કુટી.
કેટકણુ ઘાટી તું ગાજીરે, લોક થકી પણ નવ લાજી;
ભથી હાથ કરા તેં બાજીરે, કર મહેતાજીને રાજી;
મૈ—મીઠડા લ્યોને મહી મીઠુરે, કાળજડુ ઠંડુ થાશે;
આતો નથી અવર અજીઠુ રે. કાળજડું૰

સુમતિ— ૭૦

મળપતિ તલપતી રતીમતીરે રતી આકુની રતી નથી તું વિસરતી રતી;
નવળવધુ આરપાર હૃદયમાં ઉતારી, સજળ ચપળ ચક્ષુ ભરથી લગકતીરે;
અ—મોઠાં મીઠાં વચન આજ મરમમાં ઉચારી;
ધાર્યું છે શું ? ક્યાં સુધી ધર ધુતીરે કાંઇ મોહની કરી મને રતિપતિ
સુ—સુખદાયક મમ લાયક લલના જન્મીશું આહેર જાતીમાં જતીરે;
મૈ—અબળાં હામ કરે વીધી કહેવું શું વધારે
શું સહુણા આપ યોગ્ય આ હતીરે, શાખ્ય શાખીને રમા તમે રતિપતિ
સુ—મહુરી તું રાધિકા સમાન, મેણાં મારમાં,
મૈ—કૃષ્ન જેવી આપ નવ કરો કતિરે, રમે આંખમાં સાપોલીયા રતિપતિ
કપ—છટકતી છીનાળ છાલ કેમ છોડતી નથી;
કા—જાને ભાલી જાને કરપુંજતીરે કેમ આવતી હજુનથી તું અટકતી
સુ—રમકુ ઝુમક કરતી નીત્ય આવશે રસીલી મીઠડુ મહીવેચુ સુખઉચરતી
અ—પ્રેમ પોથી પઢી પ્રવીણ પ્રાણજીવન પાસે;
સુ—મણિકા ગમારમાં નથી ગતીરે.

કામસેના— ૭૧

સુજને ભીખ માગતી તેંજ કરી, તેંજ કરી ધન માલ મતા હરી
દીલડામાં નવ લેશ ડરી— સુ—
ના કહેતાં નિતનિત ઘર આવે, જા તુજને શરમ નથી જરી. સુ—
કામ નથી ઘરમાં તમ કેર, આ હું સત્ય વચન ઉચરી. સુ—

નકટાં થઈ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી, મુ–
આજ થકી; કરો અહીંઠ તમારૂં, હું બેઠી આ રાંડ ખરી, મુ–

મૈયારી— ૭૨

પ્રાણજીવન પુઠે પુઠે પધારો, અહીં છે એકાન્ત આવાસ અમારો;
કામક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો,
સુ—તું જોબન મદમાતી મૈયારી, મેં નિરખી તુજ નિપુણતા નારી;
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી,
મ—આપરી લાલ જવાદો તમારી, હું ગણિકા થકી નથીરે ન્હારી;
સુ—જાણુ કરીને જગતમાં શું કારણ, હું મધુકર તું તો માલતી મારી.

મૈયારી— ૭૩

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે,
શાને માટે આપે સગા વહાલાંને વિસાર્યારે;
ક્યાં છે માત પીતાજી તમારાં ક્યાં છે સજ્જન કુટુંબરે,
ક્યાંછે ક્યાંછે ક્યાંછેરે સંબંધ તમારો સાચુબોલો સમમારારે. મા.
સુમતિ—પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારારે;
વેસ્યાની સોબતે તજ્યાં વગર વિચારેરે;
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે,
વનિતા વનિતા વનિતારે, અનુપ આકૃતિ એની તારે અનુસારેરે.

લીલાવતી— ૭૪

મારી સૈયર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘટે કરવું ન આવું, ત્હોતો એહને અહીંયાં બોલાવું.
સુ—સુતો સર્પ જગાડીએ શાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સૌ સુખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી;
નિત્ય ભાવતાં ભોજન કરશું, રસરંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણ એનું, અહીં શું છે પ્રયોજન એનું;

મ—આવું કરીએ નહી મન કાચું, સાંભળોને કહુ સાચેસાચું;
પ્રિય પરણવા તમે મારી સાથ, એતો વાત લાવો પ્રાણનાથ;
ચઢી ચોરીએ હાથ હલાવ્યો, નખ દેખને નેહ જણાવ્યો;
તમ સાથે હીંચોળામાં હીંચી, ખસીયાણી પાડી ચીર ખીચી;
લાગે આટલું તમને અધુર, છે બીજી નીશાનીઓ પુર;
મને અરણ્યે એકલી મુકી, ગયા ચતુર પતિ બધુ ચુકી;
સુ—અહ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોઠ દીવાળી,
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પહેલું કહ્યું નહિ કેમ;
કર્યો કેમ મહીયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ;
મૈ—મ્હેં તો જાણ્યું રસીક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જ્વાલ;
એથી મૈયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિક સાબાશી શી આપુ,

લીલાવતી— ૭૫

મનહર મળતાં મેં મન ગમતું, સરવે સુખડુ માણ્યું;
જગતમાં જોતાં સ્વામી સમાગમ, સમ સુખ અવર ન જાણ્યું; (ટેક)
જીન વચન સુધારસ ચીત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મનહર—
પિયુ માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો;
સંસાર તણો ચલાવો સાગો. મનહર—

કામસેના— ૭૬

પ્રીતિ પાલરની કરનાર સરવે સુરખના સરદાર,
નીતિ નિપુણ મળે નાદાર પીડા પામે અપરંપાર;
જેવી સાથે જાવ તહ ભાળ માન પીતા પસ્તાવે,

તેને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે પ્રીતિ;
પતિ સુખ પકવાન સરીખું, તૃપ્ત થયા નહી તેથા,
ગણિકા ગમન વમન સમ ગણવું. અરે થશે શું એથી પ્રીતિ;
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે.

સોરઠ— ૭૭

સ્વરાજ આચર્યું તેં પ્રિયા સુતની, વધો વેલ તારા સકી કુળની;
વધુ શું વદું ગુણ તારા વધું, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂં રહેજો સુહાસણપણું, સદા સુખમાં જીવ જો તું પણું;
કળા કેળવી લાવી તું કંચને, થજો પુન્યશાળી સુપુત્રો તને.

સુગુણમંજરી— ૭૮

સુખી થજો દેશી સજન સમાજ, ધર્મ પતિ તું ધર્મ કવચ ધરી;
અપરાજીત થઇ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાંત વિલોકી, સુધરોને સુખ કાજ. સુ૦

સધળા— ૭૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ;
વહી ગયેલા નિજ વાલમને, પકડી પ્રેમની જાળ;
વેશ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ— રસિક૦
લીલાવતી—સમ શીયળવતી સતી માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ. રસિક૦
અણહીલપુર પાટણનો વતની, રાજનગર રહુ હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શીવસુત કેશવલાલ રસિક૦

અમદાવાદ } કેશવલાલ શીવરામ
ઘર નં. ૭૮૨ હાજાપટેલની પોળ } અધ્યાપક

# સ્પીનીંગ અને વીવીંગ મીલના માલીકો તથા તેવી મીલ બાંધનારાઓને લાભદાયક ખબર.

અમો સ્પીનીંગ અને વીવીંગ મીલોના પ્લાનો ડીઝાઇનો એસ્ટીમેંટો વીગેરે તમામ તઇયાર કરી આપીએ છીએ તથા મીલનું મકાન અને તેને લગતા તમામ મકાનો જેવા કે ગોડાઉનો, બંગલાઓ; ચાલીઓ, સ્ટોરરૂમો વિગેરે અમારી દેખરેખ નીચે પણ જ કરકસર ભરેલી રીતે તઇયાર કરી આપીએ છીએ તે બાબત અમારી સાથે કામ પાડવાથી ખાત્રી થશે.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.
એનજીનીયર્સ એન્ડ કોન્ટ્રાક્ટર.
૭૮૨, હાજાપટેલની પોળ—અમદાવાદ.

# વીજળી વાપરતા હોતો અમારી સાથે કામ પાડી જોશો

તમારી બત્તીઓ બગડી હોય, પાવર વધારે ખપતી હોય, અજવાળુ પઇસાના પ્રમાણમાં ન મળતું હોય, નવી બત્તીઓ તથા પંખા બેસાડવા હોય તેના તાર વાગેરે નાંખી જોડાણ કરવું હોય અગર નવું કનેકશન લેવું હોય તો અમારી સાથે કામ પાડવાથી તમોને ફાયદો થશે.

રહેવાના મકાનો, દુકાનો, વખારો, મીલો, જીનો, પ્રેસો; સીનેમેટો, આફીસો, થીએટર્સ વીગેરે તમામ ઠેકાણે વીજળી રોશની નાંખવાના ડીઝાઇનો, પ્લાનો વીગેરે તઇયાર કરી કામ કરી આપીએ છીએ. જેમાં આપનારની તમામ સગવડ સારી રીતે સચવાય તેવા ડીઝાઇન પુરા પાડીએ છીએ.

લગનસરા તથા મંડપો વીગેરેમાં ટેમ્પરરી બત્તીઓ નાંખવી હોય તે પણ કામ કરીએ છીએ, જે માટે નીચેના સરનામે પુછી ખાત્રી કરો.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.
એનજીનીયર્સ એન્ડ કોન્ટ્રાક્ટર.
૭૮૨, હાજાપટેલની પોળ—અમદાવાદ.

## વાંચીને લાભ લ્યો.

### ઓછા ખરચે મોટો લાભ.

જીનીંગ પ્રેસીંગ વીગેરે ફેક્ટરીઓના માલીકોને જાણ
એનજીન અને બોયલર વાપરનારાઓને અમુલ્ય તક
ફેક્ટરીના એનજીન અને બોયલરો સંતોષકારક રી
કરતાં હોય એટલે બરાબર નીયમીત રીતે ન ચાલ
ન જોઈતા અવાજ થતા હોય, કોલસા હદ કરતાં વ
હોય, એનજીન પુરેપુરા સાંચાને ખીંચી શકતું ન
જીનના ભાગોમાં વારેઘડીએ ભાગતોડ થતી હોય, અ
વારેઘડીએ ગરમ થતા હોય અને કાયમ ગરમ રહેત
વીગેરે એનજીન તથા બોયલરોને લગતી તમામ ફ
કરી એનજીનો, બોયલરો સુધારી સારી રીતે કામ
હાલતમાં મુકવાનું કામ હમો અમુક કરારોથી ક
છીએ જે બાબત અમારી સાથે કામ પડવાથી

નવી જીનીંગ ફેક્ટરીઓના પ્લાન એસ્ટીમેટો વી
કામ અમે કરીએ છીએ તથા નવી ફેક્ટરીઓ બાંધ
કામ માથે રાખીએ છીએ.

રહેવાના મકાનો, બંગલાઓ, હોસ્ટલો, ચાલીઓ,
વીગેરેના ડીઝાઇનો, પ્લાન, એસ્ટીમેઇટસ વીગેરે
ભાવથી કરી આપીએ છીએ.

વધુ વીગત માટે નીચેના સીરનામે પત્રવ્ય

મેસર્સ અધ્યાપક એન્ડ
એનજીનીયર્સ એન્ડ કો.
૭૮૨. હાજાપટેલની પોળ